# ભોજા ભગતના ચાબખા.

કર્તા—ભોજો ભગત.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**મણીલાલ શીવલાલ ઠક્કર બુકસેલર.**

રાવપુરા, ટાવર પાસે વડોદરા.


આવૃત્તિ ૮ મી—પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૭૭—સને ૧૯૨૧.

શા. પોપટલાલ અમથાભાઇએ શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં છાપ્યા. ઠે. રીચીરોડના પુલ નીચે નં૦ ૧૧૬

**અમદાવાદ.**


કીંમત રૂ. ૦-૪-૦

# ભોજા ભગતના ચાબખા.

## ચાબખો.

પ્રાણીઆ ભજી લેને કિરતાર, આતો સ્વપ્નુ છે સંસાર. ટેક.
ધન દોલત અને માલ ખજાનો પુત્ર અને પરીવાર;
તે તો તજી તમે જાશો એકલા, ખાશો જમના મારરે. પ્રા. ૧
ઉંચી મેડીને અજબ ઝરૂખા, ગોખ તણો નહી પાર;
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યા રહ્યાં છે બારરે. પ્રા. ૨
ઉપર ફુલડાં ફરફરે ને, હેઠે શ્રીફળ ચાર;
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પુંઠે પડે પોકરરે. પ્રા. ૩
સેજ તળાઇ વિના સુતો નહી ને, કરતો હુન્નર હજાર;
ખોરી ખોરીને બાળશે જેમ, લોઢું ગાળે લુવારરે. પ્રા. ૪
સ્મશાનમાં જઇ ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર;
અગ્નિ મુકીને અળગા રહે, પછી અંગે ઝરે અંગારરે. પ્રા. ૫
સ્નાન કરવા સૌ ચાલીયાં, મળી નર સંઘાતે નાર;
ભોજાભગત કહે દશ દહાડા રોઇને, વળમી મુકયો વીસારરે પ્રા. ૬

## ચાબખો.

જીવને શ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ. ટેક.
બાપ કહે છે બેટા અમારો, માતા મંગળ ગાઇ;
બેની કહે છે બાંધવ અમારો, ભીડપડે ત્યારે ભાઇરે. જીવને. ૧

લીપ્યું ગુપ્યું આંગણુંને, કાઢ્યા વેળા થઇ;
આરશો માં તમે અભડાશો, એમ લોકો કરે ચતુરાઇરે   જીવને.
ઘરની નારી ઘડી ન મુકે, અંતે અળગી રહી;
બોજો ભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઇ રે.   જીવને.

## ચાબખો.

દેશી સંત તણી લાવીરે, ભેળાં ફરે બાવોને આવી.   ટેક.
મોટાં કપાળે ટીલાં કરે, વળી માથે ટોપી લટકાવી;
કંઠોને ખલતો માળા ગળામાં. કાને મુદ્રા લટકાવીરે.   દેસી.
સંત સેવામાં સુખ જાણુંને, કરે સેવા મન ભાવી;
તન મન ધન સોંપો એ સંતને, પ્રીતીઓ લગાવીરે:   દસી.
એવું ને એવું જ્ઞાન દીએ, બહુ હેતે બોલાવી;
બોજો ભગત કહે રાખ્યા બાહુમાં, ભેખ ભરમાવીરે.   દેસી.

## ચાબખો.

ભેખ તો ભાવ થકી ભુંડારે, મેલા અંતરમાં ઉંડા.   ટેક.
ટકો પૈસો ટેલ ગામ ગામમાં નાખે, વળી ખેતર કુંડાં કુંડાં;
જેની વાંસે થાય તેનો કેડે ન મેલે, જેમ કંટકનાં લુંડારે,   ભેખ.
બીયા સારૂ ત્રાગુ કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડારે.   ભેખ.
ગામ બધાની ચાકરી કરે ને, વેર રાખે અગન કુંડા;
બોજો ભગત કહે કર્મની કોટી, પાપ તણા ઝુંડારે.   ભેખ.

## ચાબખો.

જોઇ લો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધુતીને ખાવા   ટેક.
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે ત્યાં, જાય નીત નીત નાવા;
રાંડી ખાંડી નારનો નર ઘર ન હોય ત્યારે, બાવોજી બેસે ગાવારે. જોઇ.

લોકનાં છોકરાંને તેડીને રમાડે, બાવો પરાણે પ્રીત [illegible] રે.
ગ્રહસ્થની સ્ત્રી રીસાવી જાય ત્યારે, બાવોજી જાય મનાવારે. જોઇ ૨
ધુપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
બોજો ભગત કહે ભાવે શું સેવે, એને જમપુરીએ જાવારે. જોઇ. ૩

ચાબખો.

ભરમાવી દુનિયાં ભોળીરે, બાવો ચાલ્યો ભભુતી ચોળી—ટેક.
દોરા ધાગા ને ચીઠ્ઠી કરીને, આપે ગુણકારૂ ગોળી;
જીવને હણતાં દયા ન આણે, જેમ ભીલ કાફર કોળીરે. ભ. ૧
નીત નીત દરશન નિયમ ધરાવે, ઘેર આવે ત્રિયા ટોળી;
સાઈ માઇ કરીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળીરે. ભ. ૨
શ્રધાળા શીષ્યને ભેળા કરી, ખાય ખીર ખાંડ ને પોળી;
બોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળીરે. ભા. ૩

ચાબખો.

મુરખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પાણો—ટેક.
ખાઇ ધુતીને ધન ભેળુ કીધું, કોટીધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જૈ ન વાવર્યો, અધવચથી લૂટાણોરે. મુ. ૧
ભર્યાં કોઠાર તારા ધર્યાં રહેશે, નહિ આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઇ ગયા કંઇક, કોણ રંકને કોણ રાણારે. મુ. ૨
મંદીર માળીઆં મેલી કરીરે, નિચે જઇ ઠેરાણો;
બોજો ભગત કહે મુવા પુંઠે જીવ, ઘણો ઘણો પસ્તાણોરે. મુ. ૩

ચાબખો.

મુર્ખો માની રહ્યો મારૂંરે, તેમાં કાંઇએ નથી તારૂં.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
આઠ ચોકડીનું રાજ ચાલ્યું ગયું, રાવણાદીક વાળું'રે. મુરખો ૧

દુઃખને તો કોઇ દેખે નહિ, ને સુખ લાગે સારૂ;
વેળા વેળાની છાંટડી તારી, વળી જાશે વારૂરે. મુરખો. ૨
હરિ ભજનમાં હેતજ રાખો, સમરણ કરો સારૂં,
ભોજો ભગત કહે રાખો રૂદેમાં પ્રભુનું ભજન પ્યારૂરે. મુરખો. ૩

## ચાબખો.

ભક્તિ શીશ તણું સાટુંરે, આગળ વસમી છે વાટુ—ટેક.
એક દીવસ તો આવી બની, રાજા મુરધ્વજને માથે;
કાશીએ જઈને કરવત મુકાવ્યું હરિજનને હાથેરે. ભક્તિ,

સત્યને કાજે ત્રણુ વેચાયાં રોહીદાસ ને રાણી;
ઋષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે. ભક્તિ.

પેહેરો પટોળાં પ્રેમનાં તમે, શૂરવીર થઇ ચાલો;
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે, અમરાપર મહાલોરે. ભક્તિ.

## ચાબખો.

દુનિયાં દિવાની કહેવાશેરે, ભુંડી ભીતોમાં ભટકાશે—ટેક.
પાપ જ્યારે એનું પ્રગટ થશે ત્યારે ભુવા જતી ઘેર જાશે;
ધુણી ધુણી એની ડોકજ દુખશે, ને લેનારો લઇ જાશેરે. દુનિયાં. ૧
સ્વર્ગમાં નથી સુપડું ને, નથી ખાંડણીઓને ઘંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટીરે. દુનિયાં. ૨
ઢોંગ કરી ધુતવાને આવે ત્યારે, હાથ બતાવવા સૌ જાશે;
ક્યારે આના કર્મનું પાનું રે ફરશે, અને ક્યારે પુત્રજ થાશેરે. દુનિયાં. ૩
કીમીયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે;
ભોજો ભગત કહે ભમણામાં ભમતાં, ગાંઠની મુંડી ગુમાશેરે. દુનિયાં. ૪

### ચાબખો.

મુર્ખની ડાઢી થઇ ધોળીરે, રૂદિયામાં નહિ જોયું ખોળી. ટેક.
ખડ વાઢીને ભેગું કર્યું પણ, હાથ ન રહી કોડી;
વેચ્યા ટાણે વેચ્યું નહિ, પછીથી પીઠ પડી મોળીરે. મુર્ખની. ૧
બગલો થઇને આરે બેઠો, ચાંચ કરી ચોહોળી;
આરેથી કંઇ આહાર મળ્યો નહી, દરિયો દીધો ડોળીરે. મુર્ખની. ૨
મનખા દેહી જેવો માલ પાકયોને, તેમાં પડીયા કોળી;
વાવ્યા વિના તે ક્યાંથી પામશે, કો શું ખાશે ચોળીરે. મુર્ખની. ૩
વારતાં વારતાં વારે ચડતો, માલ લાવતો ધોળી;
ભોજો ભગત કહે ત્રણ ચાર લાગશે, તીર તરવાને ગોળીરે. મુર્ખની. ૪

### ચાબખો.

મન ચડયું મોટપણે મળેરે. પ્રભુ એનો વેળા કેમ વાળેરે. ટેક.
મહાજન કહે અમે ધરમી કહેવાઇએ, દુધ પાઇ મીંદડાને પાળે;
મોટું થાય ત્યારે મોકળુરે મુકે, પછી ઉંદરનો દાટ વાળેરે. મ. ૧
ચાર પાંચ ભેંસો આંગણે દુજે, છોકરાનાં પેટડાં બાળે;
આડોશીપાડોશી છાશ લેવાઆવે ત્યારે, વહાલાસગાનો શોકપાળેરે.મ. ૨
ખોટી દાનત તેથી ખાવા મળે નહીં, દીકરીનું ઘરેણું ગાળે;
સાસરે જાય ને પુછે હારે એના, માવતરનું મોં વાળેરે. મ. ૩
સોનું સોધે ને રૂપું સોધે, કથીરને શું ગાળે;
ભોજો ભગત કહે કાંસાકુટને, પીતળ શું ઉજાળેરે. મ. ૪

### ચાબખો.

મુરખે નાર કુંભારણ આણીરે, એનું ઘર કર્યું ધુળધાણી. ટેક.
પાંચ મણની લાવશી ભરડી, માંણીની ભુકી ધાણી;
ઘીના ગોળાએ ઢોળી નાંખ્યા દુધમાં રેડ્યું પાણીરે. મુરખે. ૧

વાર પરબે વઢવાડ કરેને. કંકાશ કરે જાણી જાણી;
છોકરાંને માથે છણકા કરેને, ચુંટીઓ લે તાણી તાણીરે. મુરખે. ૨
ખરે બપોરે રસોઇ નીપજાવેને, રૂઠે જોતી રાણી;
છોકરાંને મારીને સુવારે, પછી જાય ઓલાવા રાત જાણીરે. મુરખે. ૩
ટાઢું સીળું કંથ આગળ મુકે, મરે જ્યારે ભુખ તાણી;
સાંજ પડે ઘેર ભટકીને આવે, ઉપર જાતાં રીસાણીરે. મુરખે. ૪
પડીયાં પાડી આંખ આંજીને આથડે, સાસરે પીયર ન સમાણી.
ભોજાભગત કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાર શીદ આણીરે. મુરખે. ૫

## ચાબખો.

એવું દુ:ખ જગતમાં ભાળીરે, પરણી નાર પીયર પાછી વાળી. ટેક.
કડલા કરાવું ત્યાં કબીએ વળગે, વીછીયા લેવરાવે મોં વાળી;
ચણીઓ શીવડાવું ત્યાં સાડલો માગે, કાપડુ કરાવે ગજીઆણીરે. એવું. ૧
ધાર્યું ન થાય તો કરે ધીંગાણું, છાજીઆં લેતી ચાલી;
તપ કર્યાં વિના તરીયા નરનું, પેટડું નાખે પ્રજાળીરે. એવું. ૨
બે ચાર બાળકાને બે ચાર બાળકી, પેટડાં નાખે બાળી;
ખાવું કરતાં ખસવા દે નહી, જાતાં રાખે ઝાલીરે. એવું. ૩
એક કહે મને ગરીબો એક કહે ઝારી;
ભુતડાંની પેઠે વળગે ભેગાં થઇને, ગર્થ કરાવે ખાલીરે. એવું. ૪
ચેતે નહીં તો સુખ ન પામે, પેટમાં નાંખવી પાળી;
ભોજાભગતકહે હરી ભજવા ન દે તેને ઘરમાં રાખે કોણ ઘાલીરે. એવું. ૫

## ચાબખો.

ભક્તિ શૂરવીરની સાચીરે, લીધા પછી ન મેલે પાછી. ટેક.
મન તણો તેણે મોરચો કરીને, વઢીઆ વિશ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તણે જેણે, મલે દાધી ફાંસીરે. ભ. ૧

શબ્દના ગોળા જ્યારે છુટવા લાગ્યા, મામલે રહ્યા ભડમચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, એતો નીશ્ચે ગયાં નાશીરે. ભ. ૨
સાચા હતા તે સનમુખ ચડયા ને, હરી સંગે રહ્યા રાચી;
પાંચ પચીસથી પુરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાશીરે. ભ. ૩
કર્મના પાશલા કાપી નાખ્યા, ભાઈ ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સીધને ઇચ્છે નહી, થઇ મુક્તી તેની દાસીરે. ભ. ૪
તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યાં, અહોનિશ ઉદાસી;
ભોજો ભગત કહે ભડ થયા એતો, વૈકુંઠના વાસીરે. ભ. ૫

ચાબખો.

મોજુ કોઇ મરજીવા માણેરે, શીશ સાટે સોંઘા હરિ જાણે. ટેક.
રણક્ષેત્રમાં રીડું થયું, તન વેંધ્યું પ્રેહને બાણે;
સત્યને મારગે ચાલીયા, તેને વેરી વખાણેરે. મોજુ. ૧
પોતાના દેહનું પેજયું રોપ્યું, કોની મનમાં ભય ન આણે;
ધર્મ ધીંગાણે ભળી ગયા, તન તુટયા લગી તાણેરે. મોજુ. ૨
પ્રભુની પાસે પાખંડ નહી ચાલે, તમે ચેતી લેજો ટાણે;
કુડીયા હશે તેને ત્યાં યમરાજા, ઘાલશે લેઇ ઘાણેરે. મોજુ. ૩
ભોજો ભગત કહે ભજન કરીને, નર નિપજ્યા તેરે. મોજુ. ૪

ચાબખો.

મન ચડયું મોટપને પેટે, તેણે કરી સાહેબ રહ્યો છેટે. ટેક.
અંતર કોઇ અજ્ઞાની જીવે, કેમ રંગ તરે એતે;
દેખવા માત્ર દિસે રૂપાળો, જેમ રંગ કાઢયો ટેટેરે. મન. ૧
માયાના મદમાં ફરે મસ્તાનો, જેમ જેમ દીલ ધાલ્યું ઘેટે;
હક ન માગ્યો તે ખાધું હરામનું, બોળ્યું બાપનું કુળ બેટેરે. મન. ૨
જોબનમાં તુને જીવતાં વાલીને, ફરે રાતડીએ રેટે;
ભોજેભગત કહે ભાવ વિનાના, તુને ભુદર કેમ ભેટેરે. મન. ૩

## ચાબખો.

એવી માયા કઠણ બહુ કાવે, તે ના સમજ્યામાં ન આવે;
પોતે બાથી પાસલો, જેમ મંડળ રોકયું સર્વે;
કૈંક જીવ મનમાં મુંઝાઇ રહ્યા, પછી ઘણાં ગોથાં ખાવેરે. એવી. ૧
હાથ ફેરવેને હેત દેખાડે, ભુરકીએ ભરમાવે;
તેમ તેમ જીવ લોભાતો જાય, એ તો પામર બુદ્ધિ પાવેરે. એવી. ૨
હરિ ગુરૂ સાથે હેત તેડાવે, પછી પોતાપર લાવે;
વણદોર્યે જીવ વાસે ફરે, તેને ભક્તિ કેમ ભાવેરે. એવી. ૩
ભોગ દેખાડેને મન ભરમાવે, વહાલામાં વીખ વાવે;
કામ ક્રોધનો કરે વધારો, નકી નરકમાં લઈ જાવે. એવી. ૪
તે માયાથી કંઇક ચેતી ગયા, જેને મહેર કરે માવે;
ભોજો ભગત કહે ભજન કરીને, કોઇ ઉતર્યો નહી દાવે. એવી. ૫

## ચાબખો.

મનમાં જે કરતા મોટાયુરે, એની ઉડી ગઈ પાયું—ટેક
જ્યારે બાળકનો જન્મ થયો, ત્યારે વાગીયું વધાયું;
જમડા આવીને જીવ લઇ જાશે, એની વાંસે રૂએ બાયુંરે. મન. ૧
સેજ સિંહાસન ને ચમર ઢળે, ચોપ દેશ ફોજું છાયું;
ઉડી ગયાને ઉજડ થયા, એની ગડ કોઠાને પાયુંરે;
ચાકર નોકર આવીને સલામો, ભરતા કરતા ઠકરાયું;
આકડાના તુર જેમ ઉડી ગયા, એતો વંટોળીએ વાયુંરે. મન. ૩
સદગુરૂ સંતને જેણે સેવ્યા, તેની ધન ધન કમાયું;
ભોજો ભગત કહે વૈકુંઠે પુગ્યા, તે દેતા નગારે ધાયુંરે. મન. ૪

## ચાબખો.

મુરખા જન્મ ગયો તારોરે, બાંધ્યો તેં પાપ તણો ભારો—ટેક.
નામ સાંભળતાં નિદ્રા આવે, હરી રસ લાગે ખારો;

અમૃત રસને અળગો કરીને, કર્યા વિષના વેપારોરે. મુરખા૦ ૧
મોહાંધ થઇને માયા ખરચે, તેમ લોક કહે છે સારો;
સાધુ દેખીને મોઢું સંતાડે, એનો શુમે ગારોરે. મુરખા૦ ૨
હમણા તારો હુકમ ચાલે, ને દેછે સાસુને ડારો;
ધર્મના દુત જ્યારે ધકા દેશે, ત્યારે ઉગર્યાનો નહી આરોરે. મુરખા૦ ૩
તલે તલનો હિસાબ લેશે, મોકમ દેશે મારો;
ભોજોભગત કહે હરિ ભજ્યા વિના, કોઇ નહિ રાખણુ હારોરે. મુર૦ ૪

ચાબખો

મન તું રહેની ભજનમાં ભાળીરે, આતો વેળા જાય છે વાળી—ટેક
જોબનના દહાડા જતા રહેશે, જેમ કરમાય છે કળી;
જરા આવે કાંઇ જોર નહી ચાલે, પછી વીખાશે પળીરે. મન. ૧
સંચર્યું હશે તે સાથ નહી આવે, સરવે જાણી સળી;
હેતે કરીને વાવરેજ હાથે, બાકીનું જાશે બળીરે. મન૦ ૨
આનવી ઝાડ છે મુળ વિનાનુ, ધર્મ વીણ જાશે ઢળી;
આગળ ખાવા સારૂ અભાગીઆ, કંઇક મેળવી મુઠી વળીરે. મન૦ ૩
કાળનું દળ તો કારમું આવશે, દેહ નાખશે દળી;
ભોજો ભગત કહે ધર્મ રહેશે, બીજું સર્વ જાશે ટળીરે. મન૦ ૪

ચાબખો.

મુરખો કાલની વાતુ કરેરે, માથે કાળનું ચક્કર ફરે—ટેક.
કહે કઇકને નહી કરવું એવું, નીજ કરતો નહી ડરે;
વિષયવિકારમાં ફરે વલખતો, પારકા ઘરમાં ગરેરે. મુરખો. ૧
સ્વારથમાં જીવ ચાલે ચોધારો, અસત્ય ઘણું આચરે;
છળ પડપંચ દગાબાજી કરી, પારકા ધરમાં ધરેરે. મુરખો. ૨
ધર્મનો માર્ગ રુડો ન આવે, પાપના પગલાં ભરે;
સુમની માયા સંઘરી રહેશે, કયા વેશ્યા નારીમાં વાસરે. મુરખો ૩

તેથી સહી કરી જીવ, અલ્પ થતાં અવતરે;
ભોજો ભગત કહે ભજન કર્યા વીના, ભુંડે હાલે મરેરે. મુરખો. ૪

ચાબખો.

લોભ રહ્યો હૃદયમાં વશીરે, મુરખને શીખામણ દે કશી—ટેક.
સંતની નીંદા સારી લાગે, જીવ તેમાં રહે છે મચી;
પરમાર્થથી પાછો ભાગે એતો, ત્યાંથી જાય છે ખશીરે. લો. ૧
ધર્મનું કામ કોઇ કહેવા આવે, તેના સામે ઉઠે ભસી;
રામ નામ વિના બીજું લવે, તેની જીભ કાપવી જોઇએ ઘસીરે. લો. ૨
વખાણ પોતાનાં વહાલાં લાગે, જીવ તે શું બોલે હશી:
કોઇકનું રૂડું કાને સાંભળતાં, જાણે વાગી બરછીરે. લો. ૩
મોતથી બચવા મથ્યો ઘણું, તોયે કાળે લીધો ધ્રશી.
ભોજો ભગત કહે ભુલ થઇને જીવ, ભમીયો મુવા પછીરે. લો. ૪

ચાબખો.

ખુટેલને સદ ખરેખરો થાશેરે, જીતી બાજી હાંથથી જાશે—ટેક.
કોઇનું કહ્યું નથી માનતારે, પણ કષ્ટ અતિશે સહેશે:
ભલા ભલાઇયું કરી લેજો, આ રંગ જાતો રહેશેરે. ખુટે૦ ૧
હક નથી હાલ તો હરિ ભજ્યા વિના, કાળ ગળી જાશે;
ચોલ દશાના ચેહે ઉપર પછી, વાવલીયા વાસેરે. ખુટે૦ ૨
વિચાર કરીને વાવ્યા વિના, ફળ કર્યાં થકી થાશે;
ભોજો ભગત કહે કર્યાં વિના, નિરમાહિ ન્હાશેરે. ખુટે૦ ૩

ચાબખો.

મનની ફેરવો જે માળારે, મુકી દીયો જગના ચાળા—ટેક.
અનેક જન્મ થયા અડવડતાં, ને કરમ લાગ્યાં કાળાં;
જીવને લઇ જશે અલ્યા, ભાઇ જમડા જોરાળારે. મનની. ૧
ભાભીયુંવાળા ભેટશે, ત્યાં નહી પહોંચે પાળા;

આલવાલા તેજી જીતશે, તે છે તીખી તરવારવાળારે. મનની. ૨
ઇંદ્ર સરીખા ઉતરી ગયા, ભાઇ તેના કોઇ ટાળાં;
ભોજો ભગત કહે ઠીક ઠરાવો, એના અધર ઉચાળારે. મનની. ૩

ચાબખો.

મુરખા મતી ફરી તારીરે, વીઠલને મેલ્યા વિસારી—ટેક.
જન્મ થયા પહેલાં જઠરામાં, તું કહેતો પોકારી;
બહાર આવ્યા પછી બુદ્ધિ હણાણી, હિરો ગયો હારીરે, મુ૦ ૧
દોલત દેખી જીવ થયો દિવાનો, અવળું બોલે અહંકારી;
મેહેર કર્યા વિના પછી થઇશ, તું ભવો ભવ ભીખારીરે. મુ૦ ૨
ભાત ભાતનાં ભોજન તજીને, ખાતો અંધા આહારી;
ચોરી છીનાળી ને શુરાપાનમાં, મસ્ત થયાં નર નારીરે. મુ૦ ૩
સાચો થઇ જા સદગુરૂ ચરણે, લેશે તને ઉગારી;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, માન શીખામણ મારીરે. મુ૦ ૪

ચાબખો.

દેખો દેહ ધરી દેવારે, કરી લે સંતોની સેવા—ટેક૦
સજન હંસના પાર પહોચાડયા, વળી પારધી જેવા;
કરમના બંધન કાપી નાંખ્યા બાઇ, અલેક ધણી એવારે. દેખો૦ ૧
ભવનું નોતરૂ માની લઇ, ચાખે હરી મેવા;
વખત જાય છે ને કરો ન વળખાં લક્ષ્મીવર સેવારે. દેખો૦ ૨
જયણા કરી જાળવજો ભાઇ પ્રેમ રસ પીવા;
ભોજો ભગત કહે ભાવે ભજો, રામ ચરણે રહેવારે. દેખો૦ ૩

ચાબખો.

એતો અમર ફળ વેડયુંરે, ફળીએ પુરવની ખેડયું—ટેક૦
પાખરીઆ પહોંચી ગયા થઇ રણુ ખેતર રીડયું;

ભલે ધીંગાણા ભાલા ઉડે, ઉડે તરવારની છાળ્યુંરે. એતો૦ ૧
સંસાર સાગર મથી મરે માંહી, મળે ન સુખ ખોળ્યું;
તેમાંથી કોઇ પાર ન પામે, જેમ કાગડે કુંભજળ ડોળ્યુંરે. એતો૦ ૨
સતગુરૂ ચરણે જેણે સેવ્યા તેને, હરિ કરશે સળીયું;
ભોજો ભગત કહે ભાવે ભજો, તો થાય રંગની રેલ્યુંરે. એતો૦ ૩

ચાબખો.

આ છે પંખીડાનો મેળારે, ભવોભવ નહી ભેળા—ટેક૦
સરવે વાતે સંપ કરીને, કુસંપ પરો મેલો;
હરિ ભજવામાં હાંસલ છે તે વિચારી સેવોરે. આ છે૦ ૧
નર તમે હવે નિરભે થયા, ગણી મદમાં શું ડોલે;
હરિ ભજ્યા વિણ હાણ ઘણી છે, ડહાપણમાં શું ડોળોરે. આ છે૦ ૨
જન્મ ધર્યો જેણે હરિ ભજ્યા નહી, આગળ ઉભેલો;
ભોજો ભગત કહે ઉપડી જાશે, પતંગ રંગ વહેલોરે. આ છે૦ ૩

ચાબખો.

જગતમાં શું રહ્યા માલીરે, ભરણી પાપ તણી પાલી—ટેક૦
ભામની મળી જાણે ભગવાન મળ્યા, એવી અંતરમાં વાલી;
કામની તારે કામ ન આવે, તે તો જાશે દેઇ તાલીરે. જ૦ ૧
અલેખ ધણીની ઓળખ પડયા પછી, ખેપ નહી જાય ખાલી;
ભરમે થાકી જીવ ભુલી ગયો, એને જમડા લેશે ઝાલીરે જ૦ ૨
પેટ ચોળીને શુળ ઉપજાવ્યું, તે જીવને ઘાત ઘાલી;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના ઠકરાઇ છે ઠાલીરે. જ૦ ૩

ચાબખો.

અરે તમે જુવોને જાગીરે, દુનીયા ડોલવા લાગી—ટેક૦
ચાલી ગયેલો તો સમજે છે. એને લત કોકની લાગી;
મોહ પાશથી મુક્ત થઇને, થાય છે વૈરાગીરે. અરે તમે૦

નોબત નગારાં ગડગડે, ભેર ભુંગળ વાગી;
અલેક જ્યારે ઓળખશે ત્યારે નહી ઉગારો ભાગી. અરે તમે૦ ૨
રેણી રાણી રામ ભજે જેને એવી લેહ લાગી;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, થયા અમર બડભાગીરે. અરે તમે૦ ૩

### ચાબખો.

સેજે સુતા જન જાગોરે, મુક્તિ હરિ કને માગો—ટેક૦
આતમતત્વ લીઓ ઓળખી, સંત ચરણે લાગો;
અનુભવ કરી મમ ઓળખો તૃષ્ણાને ત્યાગોરે. સેજે૦ ૧
ચાર ખડા સહગુણો, જેને વેદે ધાક્ષો વાગ્યો;
શુદ્ધ વિચારી આ સંસારીઆમાં, બ્રહ્માને ભાગોરે. સેજે૦ ૨
સત ગુરૂની સેવા કરીને, પેહેરી લ્યો પ્રેમનો વાઘો;
ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના નર જશે નાગોરે. સેજે૦ ૩

### ચાબખો.

તું જગતમાં શું જાણી રહ્યો જોઈ, તું માયામાં મોહી—ટેક૦
ખાધું પીધું ખેલ કર્યાં વળી હાંસી ઠકરાઇ;
તોય ભમણા તારી ભાગી નથી રહે ચીત એમાં પરોઇ. તું૦ ૧
રત્ન અમુલ્ય માંડ મળ્યું છે તે ખુટલે નાખ્યું ખોઇ;
અરે જન્મ તારો એળે ગયો, સ્મરણ કર્યું નહી સોઇરે. તું૦ ૨
બીજ વાવ્યાં જેણે બીડમાં નર નીપજ્યાં કાંઇ નોય
ભોજો ભગત કહે હરિ ભજ્યા વિના, કામી ન ગયા કોઇ તું૦ ૩

### ચાબખો.

મુરખને કઇ પેરે સમજાવેરે એને નિશ્ચે નરકમાં જાવું. ટેક૦
સવળું કહેતાં અવળું લાગે કહીને મહદે આવું;
ચાલ કરીને વઢવાડ કરે, અમૃત તજી વિષ ખાવુંરે મુ૦ ૧

ખાટકીવાડે ઘેટા ચાલ્યો, માહારાજ જાણે મુકાનુંરે;
અપ્રિય સંવાદે અવળો ચાલે, તેને ઉંધે માથે લટકાવુંરે. મુ૦ ૨
સનેપાતનો ચાળો થયો તેને, ઝાઝુ ઓસડ તો ખાવું,
ભોજો ભગત કહે પ્રગટ પારખું, પીતળમાં શું તાવું. મુ૦ ૩

ચાબખો.

મુરખો મોહન ઘોડે ચડે, માથે કાળ નગારાં ગડગડે. ટેક૦
હરિજન હોય તેની હાંસી કરે, જીવ અવળું બોલી લડે,
એકલો હોય ત્યારે અભાગી, નવગ્રહની ગોડે નડેરે. મુ૦ ૧
પર ત્રીયા શું પ્રીતી કરું, એવા મનમાં ઘાટ ઘડે,
ભોગ દેખી જીવ થયો હરાયો, જેમ પતંગ દીપકમાં પડેરે. મુ૦ ૨
ત્રણ અવસ્થા થઇ નરકમાં, પછી કાળે લીધો કેડો,
ભોજો ભગત કહે ભજન કર્યા વિના નિશ્ચે નર્કમાં સડેરે. મુ૦ ૩

ચાબખો.

મન તું હજી શીખામણ માન એક દીન જાવું છે સમશાન—ટેક૦
લખ ચોરાશી અવતાર ધરીને, ખરી ભોગવી ખાણ,
એ તારો અવગુણ ઘણો છે, હરિ ભજ્યા વિણ હાણરે. મન૦ ૧
ભજન કરો તો ભય મટે આ, શબ્દ ધરજો કાન,
અમર દેવને આરાધી લે, સમજી ગુરૂનું સાનરે. મન૦ ૨
સિધી રીતે ચાલજો ભાઇ, રહેવું પડશે રાન,
મુવા પછી નથી માણવું, વાંસે સગા કરે સ્નાનરે. મન૦ ૩
રાજા પરિક્ષિત પામીયો, ભુલે ન ગતિ ભગવાન,
સાત દિવસ લગી સાંભળી, ગોવીંદ કેરૂ ગ્નાનરે. મન૦ ૪
પરમ પદને પામવા તું, મેલી દે મનની તાણ
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, ભકિત છે નિરવાણરે. મન૦ ૫

સમાપ્ત.

तैयार छे !     वांचो ?     जरूर     वांचो !

## મહાસાગરનું મોતી અથવા પ્રેમની પ્રતિમા.

જો તમે તમારાં વ્હાલાં બચ્ચાઓનું બહેતર ચાહતા હો ? તેમની જીવન નૌકા સુખરૂપ નિર્વિઘ્ને પસાર થાય તેમ ઇચ્છા ધરાવતા હો, તેમનાં પવિત્ર કાર્યોથી તમારી જાતને પવિત્ર સમજતા હો, વળી પવિત્ર પ્રેમથી હૃદયો એક બીજાને પુર્ણ વફાદાર રહેતાં કેટલાં કેટલાં દુઃખો સહન કરે છે. નરાધમો અને ચંડાળવૃત્તિના અાત્મ જનો તેમના ઉપર કેવા જુલમો ગુજારે છે. તેનો આબેહુબ ચીતાર રજુ કરે છે. લગભગ ડેમી ફોર્મ ૩૨ પાકુ સોનેરી પુંઠું સુંદર ફોટાઓ કીંમત રૂ. ૨-૮-૦ પોષ્ટેજ જુદુ.

---

તૈયાર છે !     વાંચો ?     જરૂર     વાંચો !

## કલીયુગના રાક્ષસો.

કાળા મોઢાના કાળાં કૃત્ય કરનાર કલીયુગના રાક્ષસો ન જોયા હોય તો એક વખત આ પુસ્તક વાંચો. અઘોર ભયંકર કૃત્યોને પ્રાધાન્ય પદ આપી તે વડેજ પોતાનું ગુજરાન ચલાવતા અને હજારો ગરીબોને પોતાના પંજામા ફસાવતા તેવાથી બચવાં ખાતર જરૂર સવા રૂપીયો ખરચી નાખી આ પુસ્તક મંગાવો વખત ઉપર તે તમોને હજારો રૂપીયાનો નીતિ અને ધર્મમાં ફાયદો કરાવશે પુસ્તક ડેમી ૮ પેજી ૧૪ ફોર્મનુ પાકા પુંઠાનુ તૈયાર છે.     લખોઃ—બુકસેલર સુખલાલ નાથાલાલ
રીચીરોડ—અમદાવાદ.

દરેક ગામના બુકસેલરો પાસેથી મળશે.